સરળ વાર્તા મુક્તાવલિ.

પુષ્પ બીજું.

# શેરબજારનું સ્વપ્નું.

એક રસિક ટુંકી વાર્તા.

લેખકઃ—ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

ફરજનું કરજ—ચાલુ વાર્તા.

લેખકઃ—વીરબલ હ. મહેતા.

પ્રકાશકઃ-મોતીલાલ શામળદાસ શર્મા.
૧૦, સેન્ડહર્સ્ટ રોડ,-મુંબઈ.

લવાજમ,
બાર પુષ્પનો રૂ. ૧-૦-૦ (પોસ્ટેજ સહિત.)

છુટક નકલ—એક આનો.

ગુજરાતમાં ટુંક સમયમાં

લોકપ્રિય થયેલું

અઠવાડિક પત્ર.

# ભારત-સેવા.

દર શુક્રવારે પ્રગટ થાયછે.

ઠેકાણું:—મેરીન ક્રોસ લેન, એન્કસ્ટ્રીટ, ફોર્ટ,-મુંબઈ.

વાર્ષિક લવાજમ રૂા. ૩-૮-૦.

તંત્રી:-હરજીવન કાલિદાસ મહેતા.

ભારત-સેવા:—

ભારતના રાજકીય, સામાજીક અને ધાર્મિક વિષયો
નિષ્પક્ષપાતપણે ચર્ચે છે.

ભારત-સેવાનો ઉદ્દેશ ભારતીય ભાંડુઓની સેવાજ છે.

# પ્રસ્તાવના.



સરળ વાર્તામુક્તાવલિના પ્રથમ પુષ્પની પ્રસ્તાવના લખતાં અમોએ જણાવ્યું છે કે "ગુજરાતી સાહિત્યમાં ટુંકી ટુંકી વાર્તાઓનો સંગ્રહ ઘણો ઓછો છે. આપણા સાહિત્યમાં એ દિશામાં જે ન્યૂનતા છે તે કાંઇક અંશે પુરી પાડવાના અભિલાષથી આ વાર્તામુક્તાવલિની યોજના કરી છે." એ પ્રથમ પુષ્પનો જનસમાજ તરફથી હૃદયપ્રિય સત્કાર થયેલો જોઇ અમને અમારા કાર્યમાં પુરતું પ્રોત્સાહન મળ્યું છે. ગુજરાતના વિદ્વાન લેખકોની કલમથી લખાયલી ન્હાની ન્હાની વાર્તાઓનો ગુજરાતમાં વધારે ને વધારે પ્રચાર થાય એ જોવાની અમારી સદ્દઇચ્છા છે. અમારા પ્રથમ પ્રયત્નને ગુજરાતે સહર્ષ વધાવી લીધો છે એટલુંજ નહિં પણ ગુજરાતના વિદ્વાનો તેમજ કેટલાંક વર્તમાનપત્રોએ અમારી આ યોજનાને આવકારદાયક ગણી છે. મુક્તાવલિનું પ્રથમ પુષ્પ રા. રાયચુરાકૃત "રેણુકા" બહુ લોકપ્રિય થવાના ઘણા અભિપ્રાયો અમને મળ્યા છે. સ્થળ સંકોચને લઇ માત્ર તેમાંથી થોડી વાનગી આપશું તો અસ્થાને નહિ ગણાય.

"જનસમાજને વાર્તાઓની જરૂર છે એની ના પાડી શકાય નહિં. વળી વાર્તાઓ જો સારી હોય તો તે શુષ્ક પાંડિત્યપૂર્ણ નિબંધો કરતાં પણ જનસમાજપર વિશેષ અસર કરી શકે છે અને પ્રસ્તુત લઘુ વાર્તાને અમે સારી નીતિમય વાર્તાની કોટીમાં મુકીએ છીએ + × + × આ વાર્તા સુન્દર અને મોહક ભાષામાં લખાયેલી છે. ભાઈ મોતીલાલને આ પ્રયત્ન માટે અમે ધન્યવાદ આપીએ છીએ."

"હિંદુસ્થાન."

"ગ્રામ્ય જીવનની પરોપકાર કરવાની કુદરતી હૃદયપ્રિયતા, મનોવૃત્તિની નિર્વિકારિતા અને એવી બીજી નિર્દોષતા માટે આ વાર્તા એક સુવર્ણની રૂપરેષા જેવીજ છે. + + + + એ પુસ્તક જનસમાજને બોધક અને વાંચવા લાયક છે. + + + સાથે ઇચ્છીએ છીએ કે જનસમાજ આવા નિખાલસ દીલના કાર્યારંભકો તરફ બનતી સહાય આપી મુક્તાવલિના ગ્રાહક થઇ એમના આ પ્રયત્નનો યોગ્ય સત્કાર કરશે."

"ભારતસેવા."

\+ + + +

અમારે ફરીથી એક વાત કહેવી પડે છે કે અમોએ આ યોજનામાં બીલકુલ પૈસા કમાવાથી આશા રાખીજ નથી. એક આનાની ચોપડીમાં કમાણીને બદલે ખોટજ જાય એમ સહુ કોઇ અમારા પ્રથમ પુષ્પના પ્રયાસથી જાણી શક્યા હશે. ગુર્જરી ભાષાની સેવા અર્થે સ્વાત્મભોગ આપીને પણ અમે તો અમારૂં આ કાર્ય ચાલુજ રાખીશું. અમને ખાત્રી છે કે મુક્તાવલિ જો સારૂં કાર્ય કરી શકશે તો તેનાં મૂળ ઉંડાંજ જશે. મુક્તાવલિ માત્ર પોતાનો ખર્ચજ નિભાવી લેય તો અમને પુરતો સંતોષ થશે.

રામજયંતિ
સંવત્ ૧૯૭૫.
મુંબઇ.

**મોતીલાલ શામળદાસ શર્મા.**

# ગ્રાહકોને સૂચના.

——:o:——

૧. આ મુક્તાવલિનાં વર્ષમાં એકંદરે બાર પુષ્પો બ્હાર પડશે બની શકે તે પ્રમાણમાં સાહિત્ય અને કલાની દૃષ્ટિએ દરેક પુષ્પ આકર્ષક બનશે. વાર્ષિક લવાજમ એટલે બાર પુષ્પોનું લવાજમ સમજવું.

૨. કેટલીક સગવડની ખાતર વી. પી. થી લવાજમ વસુલ કરવામાં આવશે નહીં. જેઓ લવાજમ મનીઓર્ડરથી અથવા પોસ્ટની ટીકીટો બીડી મોકલશે તેમનેજ પુષ્પો મોકલવામાં આવશે.

૩. જાહેર ખબરના ભાવો ટીકીટ બીડી પત્ર લખવાથી મળી શકશે. પરંતુ પૈસા પ્રથમથી આપનારની જાહેર ખબરોજ લેવાશે.

---

સામાજિક અને ધાર્મિક સુધારણાનું

જુનું અને જાણીતું સાપ્તાહિક પત્ર.

# આર્યપ્રકાશ.

વાર્ષિક લવાજમ અગાઉથી.

**હિંદુસ્થાન માટે રૂ. ૩-૮-૦. અને આફ્રિકા માટે રૂ. ૫-૮-૦.**

હિંદની સાંસારિક અને ધાર્મિક સુધારણા, તથા કેળવણી, સાહિત્ય અને વિજ્ઞાન આદિ વિષયોપર સ્વતંત્રપણે સંગીન ચર્ચા ચલાવનારૂં તથા દેશપરદેશના અગત્યના સમાચાર આપનારૂં, આ પ્રદેશનું એકનું એક **સાપ્તાહિક પત્ર "આર્યપ્રકાશ"** નીચેને શિરનામે લખી મંગાવો. પ્રમાણિક ધંધાને તેમજ સાહિત્યાદિ વિષયોની જાણ માટે આ પત્ર સર્વોત્તમ સાધન છે.

શિરનામું:—પરધુભાઈ વ્હાલાભાઈ શર્મા,

સંપાદક તથા વ્યવસ્થાપક આર્યપ્રકાશ, ગીરગામ—મુંબઈ.

# ધન-રોકાણ.

## યાને

# શેરબજારનો સાથી.

નામનું પુસ્તક ( પ્રયોજક રમણ )
૨૫ મી એપ્રીલે બહાર પડશે. કી૦ રૂ. ૨ાા (શેર ૧ની દલાલી)
રોયલ ૧૬ પેજી-પાના ૨૦૦-આર્ટ પેપર.

**શેર દલાલોએ પોતાના ઘરાકોને ભેટ આપવા લાયક. પ્રત માત્ર ૫૦૦ હોવાથી પ્રકાશકને ઓરડર મોકલાવવો ઠીક પડશે.**

C/o ભારતસેવા પ્રેસ, કોટ મુંબઈ.

## વિષયો.

| | | |
|---|---|---|
| શેર બજારની ઐતિહાસિક ઝાંખી.<br>શેર બજાર એટલે શું.<br>દુનિયાનાં શેરબજારો.<br>શેર એટલે શું.<br>શેરના પ્રકાર.<br>ડીબેન્ચરો<br>સરકારી જામીનગીરીઓ<br>સ્ટોક અને શેર.<br>સરવાયાં.<br>લખીવાળવાની પધ્ધતિ<br>હિસાબ તપાસનારા. | શેરની અંતરસ્થ કી.<br>કં૦ કારોબાર કુશલતા<br>ધન-રોકાણ.<br>રોકનાર તથા સટ્ટાકાર<br>સટ્ટા.<br>ભાવોમાં વધઘટ.<br>બજારની યંત્રણા<br>પતાવટ ઈત્યાદિ.<br>રૂનો ઉદ્યોગ.<br>મીલોની પ્રવૃત્તિ.<br>નાણાં બજાર.<br>ઈલાકા બેંકના સરવાયાં. | શેરો.<br>છેલ્લાં પાંચ સાત વર્ષના નફાઓ, વ્હેંચણીઓ, વધીઘટીને દર વર્ષના થયેલા ભાવો, સરવાયામાંથી દરેક શેરની સ્થિતિ સુચક બાબત અમદાવાદ મુંબઈ, કલકત્તા ઈત્યાદિના તમામ શેરોને લગતી તમામ વિગત. |

**સોલ એજન્ટસ-બુક સેલર-વસનજી પરમાનન્દની કું૦**

# શ્રીગોપિકાગીત.

શ્રી કૃષ્ણપરમાત્માની ગોપીઓએ આત્મનિવેદનરૂપ
ભક્તિથી ગદ્‌ગદ્ કંઠે કરેલી અપૂર્વ સ્તુતિ

## તેનું

ખાસ વાંચવા લાયક

નવીન પ્રકારનું, લલિત છંદમાંજ સમશ્લોકી ગુજરાતી
ભાષાન્તર. પૂર્વવૃત્તાન્ત ઉત્તરવૃત્તાન્ત સાથે.

કર્તાઃ—શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા.

કિંમત ૦-૫-૦ પોષ્ટેજ જુદું.

પુસ્તક મળવાનું ઠેકાણું:—કર્તા પાસેથી કાંદાવાડી,
કલ્યાણ મોતીની ચાલ નં. ૧ ત્રીજે માળે, ગિરગાંવ,
અને પ્રસિદ્ધ બુકસેલરો, મુંબઈ.

# શેરબજારનું સ્વપ્નું.

"અરે! જાઓરે મ્હારા સાહેબ! કોણ કહેછે કે શેરબજાર એ સટ્ટો છે?"

"સટ્ટો નહિ તો શું? ચોખ્ખું જુગારખાનું? બધા વગર પસીને પૈસા ભેદા કરવા આવ્યા છો!"

"ત્હમારી મ્હોટી ભૂલ થાય છે. શેરબજારને ત્હમે જો બરાબર સ્હમજો તો તે એક સારામાં સારો વ્યાપાર છે હો!"

"અરે તું આજકાલનો છોકરો તે મ્હને શું સ્હમજાવવાનો હતો. મ્હારાં તો કાળાં મટી ને ધોળાં આવ્યાં આ બજારમાં ને બજારમાં, છતાં મ્હેં તો એમાં કાંઈ સટ્ટા સિવાય વ્યાપારી તત્વ ભાળ્યું નહિં."

"કારણ કે ત્હમે સટ્ટાની દ્રષ્ટિયે કામ કરોછો. જો નાણું રોકવાની દૃષ્ટિયે વેપાર કર્યો હોત તો આજે શેરબજારમાં પાંચ પૈસા કમાઇ ક્યારના રીટાયર થઈ, હોમરૂલ લીગમાં જોડઈ જઈ દેશસેવા કરતા હોત. સટ્ટો કરવો ને ગુમાવતાં શેરબજારને વખોડવું એ તો કાકા મ્હેં ત્હમારી પાસેથીજ સાંભળ્યું. શા માટે ખોટાં વેચાણ કરોછો? પાંચ શેર લઇ બેસી જાઓ. કદાચ લેણમાં ખોટ આવે તો માલ નામપર ચડાવી લ્યો, પછી જોઇ લ્યો ત્હમે કમાઓછો કે નહિં."

શેરબજારના ઘરાકોને બેસવાના હોલમાં ભાવના પાટીયાની સ્હામેના બાંકડાપર બેઠેલા એક યુવાન અને એક વૃદ્ધ વચ્ચે ઉપર પ્રમાણે વાદવિવાદ ચાલતો હતો તેટલામાં એ વૃદ્ધની પાસેની જગા ઉપર **નરેન્દ્ર** નામનો એક યુવાન આવી બેઠો.

**નરેન્દ્ર** મુંબઇ યુનીવરસીટીનો અંડરગ્રેજ્યુએટ હતો. તેના પિતા વારસામાં થોડું ઘણું ધન મૂકી ગયા હતા. પોતે ભાવનગરનો રહીશ હતો. ભાવનગરના કેટલાક શ્રીમંતો શેરબજારમાં સારો ધંધો કરતા હતા. **નરેન્દ્ર**ને પણ લાગ્યું કે થોડા થોડા પૈસા શેરબજારમાં રોકી એ ધંધો કરી જોવો. ત્હેણે ઘણા લોકોને એ ધંધામાં લાખોપતિ થતા જોયા.

તે પોતે આ માટે ખાસ મુંબઈ આવ્યો. શરૂઆતમાં એક મિત્રની ભલામણથી એક દલાલ તેનું થોડું થોડું કામ કરતો હતો. **નરેન્દ્રે** પહેલાં તો બજારનો અભ્યાસ કર્યો. અભ્યાસ કર્યા પછી ધીમે ધીમે ત્હેણે શેરો લેવા માંડયા. શરૂઆતના મહિનામાંજ તેને થોડી ખોટ આવી. આ ખોટથી હિમ્મત નહિ હારતાં ત્હેણે શેરો નામપર ચઢાવી લઈ ધંધો ચાલુજ રાખ્યો. તે હમેશાં વર્તમાનપત્રો દ્વારા દુનિયાનાં સઘળાં બજારોનો અભ્યાસ કરતો અને પછી આસપાસના સંજોગ જોઈ બજારમાં ધંધો કરતો.

ભાવનાં પાટીયાં સ્હામે બજાર ચાલતો હોય ત્યારે ઘણી મ્હોટી ભીડ થતી, નરેન્દ્ર આ ભીડમાં ઉભેલી વિવિધ વ્યક્તિઓની વાતો સાંભળતો. શરૂઆતમાં તો 'મંગળદાસ દબાયો;' 'ફ્રાજલ ચડયો' '**સીમ્પ્લેક્ષ** પડયો' ઇત્યાદિ વાકયોથી ત્હેને બહુ અજાયબી લાગતી

પણ જેમ જેમ હેનો અભ્યાસ વધતો ગયો તેમ તેમ તેને લાગતું ગયું કે શેરબજાર એ પણ એક શિખવા જેવું સ્થાન છે.

વખત જતાં હેને પેલા બુઠ્ઠા ડોસા સાથે બાંકડાપર બેસીને તડાકા મારવા જેટલી પીછાન થઇ. બુઠ્ઠો અવારનવાર હેની સાથે બોલતો. આજે બુઠ્ઠાને એક બીજા જુવાન સાથે વાદવિવાદ કરતો જોઇ નરેન્દ્રે હેની પાસે બેસતાં બેસતાં પ્રશ્ન કર્યો.

"કેમ કાકા! કયા યુદ્ધમાં ઉતર્યા છો ફાજલ કે સીમ્પ્લેક્ષ?"

"અરે આવ આવ! જો દીકરા તું જરૂર લાખોપતિ થઇશ એમ મ્હને લાગેછે."

"અરે લાખોપતિ તે કંઇ ઘડીકમાં થવાનું હશે?"

"ત્હારા જેવો ધીરી ધારણવાળો માણસ જરૂર આગળ વધવાનોજ. શેરબજાર શું પણ તું ગમે તે ધંધામાં જઇશ ત્યાં ફતેહ મેળવીશ. કારણ કે તું જે કંઇ ધંધો કરેછે તે સ્હમજીનેજ કરેછે."

"પણ ત્હમે તો શેરબજારનો બહુ કડવો અનુભવ રજુ કરોછો તેનું કેમ?"

"ભાઇ મ્હારા નસીબની વાત. મ્હારા પાસા હમેશાં ઉંધાજ ફેંકાયછે. વરસોથી હું તો એમાં ખોતોજ આવ્યો છઉં."

"કાકા, ત્હમે શેરબજારને શું પાસા ફેંકવાનું સ્થાન ગણોછો?" નરેન્દ્રે ડોસાના દાંતવગરના મુખ તરફ મીટ માંડી.

"શેરબજાર પાસા ફેંકવાનું સ્થાન હો કે ન હો પણ ત્યાં પાસા ફેંકનાર ઘણા આવેછે એવી મ્હારી માન્યતા છે." ડોસાએ તે ઠેકાણે મળેલી મેદની તરફ દૃષ્ટિ ફેંકી.

"નરેન્દ્રભાઇ! હું પણ કાકાની સાથે એજ વાત કરતો હતો." પેલા યુવકે વચમાં ને વચમાં વાત કીધી.

"ભાઇ! કાકા પાસે તો શિખામણનો ખજાનો છે તેમાંથી આપણે બહુ લેવાનું........" નરેન્દ્ર પોતાનું કહેવું પુરૂં કરે ત્યાંતો પરસેવાથી નિતરતો, પાનાં ચીમળાઇ ગયેલા લખવાના ન્હાના બ્લોક સાથે હાથમાં સીસાપેન સહિત તેનો દલાલ ત્યાં આવી કંઈ વધામણી આપતો હોય તેમ બોલી ઉઠ્યો.

"મંગળદાસ લ્યો. જરૂર વધશે મ્હારી સલાહ છે કે પાંચેક શેર ઉડાવો."

## (૨)

નરેન્દ્ર રફતે રફતે કમાવા મંડ્યો. થોડે વ્યાપારે ઝાઝો નફો મળતાં તે સહિસલામત નફો ખાતો ગયો. હવે તેના દલાલને પણ પોતાના ઘરાકની કાબેલ્યત વિષે શ્રદ્ધા આવતી ગઇ. તેનો દલાલ એક ઠરેલ મનનો આબરૂદાર, પ્રમાણિક માણસ હતો. શેરબજારના દલાલોપર કેટલાક લોકો ખોટી રીતે શંકાની નજરે જુએછે તે લોકો પણ આ દલાલને માટે પુરતું માન ધરાવતા હતા. તે પોતાના ઘરાકોને હંમેશાં બહુ સંભાળપૂર્વક કામ કરવાની સલાહ આપતો. પાસા ફેંકવાની માફક ઉતાવળે પૈસા કમાવાની દૃષ્ટિએ આવતા ઘરાકોને તે ધંધો કરવાની સલાહ આપતોજ નહિં. જે ખરો થાપણ રોકનાર માણસ હોય તેનેજ બહુ કરી તે ધંધો કરવાની સલાહ આપતો.

**નરેન્દ્ર** હવે પોતાના આ દલાલની ઓફીસમાંજ બેસતો. શેરબજારના ભાવ લખવાના હોલની અંદર બેસી, વિવિધ સરતના ઘોડા જેવી વાતો સાંભળવાને બદલે અહિં તેને દુનિયાનાં વ્યાપારી બજારની સ્થિતિ સાંભળવા મળતી. કાપડબજાર, સુતરબજાર, નાણાંબજાર વિગેરે બજાર વિષેની વાતો અહિં થતી. તેમાં **નરેન્દ્ર**ને બહુ શિખવાનું મળતું.

આ ઓફીસ શેરબજારથી માત્ર દોઢ મીનીટને અંતરે હતી. શેરબજારમાં રણાંગણ જેવા થતા હોકાટા અહિં સંભળાતા ખરા પણ શાન્તિ હતી. ઓફીસમાં એક ટેબલપર '**કેપીટલ**,' '**કોમર્સ**,' '**બીઝનેસ**,' '**સીસ્ટમ**' વિગેરે પત્રો તથા ચોપાનીયાં પડયાં હતાં. સ્હામે એક બુક શેલ્ફમાં દુનિયાનાં નાણાંબજાર તથા શેરબજારને લગતાં અંગ્રેજી પુસ્તકો સફાઇથી ગોઠવેલાં હતાં. બજારભાવના છ માસિક ભાવનો કોઠો સાદી સ્વદેશી ફ્રેમમાં મઢાવી ભીંતપર લટકતો દેખાતો હતો. સમગ્ર હિંદની જોઇન્ટ સ્ટોક કંપનીને લગતા એજન્ટસ, થાપણ, શેર વિગેરે બાબતના વિગતવાર કોઠાઓ જૂદી જૂદી રીતે ભીંતપર લટકાવેલા દૃશ્ય થતા હતા. એક બાજુ મહાન અમેરીકન શ્રીમંત કારનેગીનો સુન્દર ફોટો લટકતો હતો. બીજી બાજુ રોથ્સચાઇલ્ડ તેમજ બીજા મહાન પરદેશી વ્યાપારીઓ સાથે જાણીતા વેપારી વીરનર પ્રેમચંદ રાયચંદ, જમશેદજી તાતા વિગેરેના ફોટાઓ શોભી રહ્યા હતા. ઓફીસના મુખદ્વાર આગળ "Every failure teaches a man something if he will only learn" "ધંધો ખીલવવાનું મુખ્ય અંગ પ્રમાણિકતા છે" "જેની પાસે સાહસ, સંપત્તિ ને ધૈર્યનો ખજાનો છે તેને હમેશાં વિજયદેવી વરેછે." ઇત્યાદિ અંગ્રેજી ગુજરાતી મુદ્રાલેખો મોટા અક્ષરે છપાવી ફ્રેમમાં મઢેલા શોભી રહ્યા હતા.

નરેન્દ્ર હમેશાં એક ઇઝીચેરપર બેસી, તેના મુખની બરાબર સ્હામેની ભીંતપર લટકતી અમેરિકાના કારૂન સરીખા સ્વર્ગસ્થ કારનેગીની છબી તરફ એકી ટશે નિહાળતો. આજે દલાલની ઓફીસમાં માત્ર એક હમાલ સિવાય બીજું કોઇ ન્હોતું. દલાલ પોતે તેમજ બીજા ઘરાકો બજારમાં હતા. નરેન્દ્ર હમેશના નિયમ મુજબ ઇઝીચેરપર પડયો પડયો મીટ માંડી કારનેગી તરફ નિરખી રહ્યો હતો. કારનેગીના ઉદ્યોગ, ખંત, કાર્યદક્ષતા ને વ્યાપારની નિપુણતા સાથે દયા, જનસેવા, સખાવત ઇત્યાદિ સદ્‌ગુણોનાં પ્રકરણો તેના હૃદયમાં એક પછી એક ખુલ્લાં થયાં. ઓફીસના મુખદ્વારમાંથી મંદમંદ પવનની લ્હેર આવતી હતી. ધીમી ધીમી સમીરની લ્હેરોમાં તેની આંખમાં સહજ ઉંઘ ભરાઇ. ત્હેની દૃષ્ટિ કારનેગીની છબી તરફજ ચોંટેલી હતી. બે ચાર મીનીટમાં તે મીઠી ઉંઘમાં પડયો. ઓફીસનો હમાલ અંગ્રેજી શિખવાના ઉત્સાહમાં ગુપચુપ એ. બી. સી.નો કકો ઘુંટતો હતો ત્યારે નરેન્દ્ર સ્વપ્ન સૃષ્ટિમાં દાખલ થયો. સારે નસીબે શેરબજારનો ઘોંઘાટ પણ કંઇ આ વખતે ઓછા પ્રમાણમાં હતો. અને બીજું કોઇપણ ઓફીસમાં નહિ હોવાથી નરેન્દ્રની ઉંઘમાં કોઇપણ રીતે ખલલ ન પડી.

( ૩ )

કારનેગીનાજ વિચારમાં સ્વપ્નસૃષ્ટિમાં દાખલ થયેલ નરેન્દ્રે એક મીઠું સ્વપ્ન અનુભવ્યું.

શેરબજારમાં ત્હેની કમાણી વધતી ગઇ. તેજીના વ્યાપારમાં લાખો રૂપીયાની આવક થઈ. નરેન્દ્રે આ રકમ બીજા વ્યાપારમાં રોકી ત્યાં પણ એકના દશગણા પૈસા થઇ ગયા. હવે નરેન્દ્રને સાક્ષાત લક્ષ્મી વરી હોય તેમ દેખાયું. પોતે કારનેગી જેવો શ્રીમંત થયો. પૈસાની રેલછેલ

થઇ રહી. થોડાં વર્ષોપર સાધારણ વ્યક્તિ તરીકે ગણાતો **ન**રેન્દ્ર હવે મુંબઇનો એક મહાન પુરૂષ ગણાવા મંડયો. શેરબજારમાં દલાલની ઓફીસમાં બેસી કારનેગીની છબી સ્હામે નિરખી રહેતા **ન**રેન્દ્રની સ્હામે આજે લાખો મનુષ્યો નિરખી રહેતાં થયાં. જે મિત્રો, જે સ્નેહીઓ **ન**રેન્દ્ર કયાં રહેછે, શું કરેછે તેની પણ પરવા ન કરતા તે આજે **ન**રેન્દ્ર પોતાનો સ્નેહી છે, સગો છે એમ લોકોમાં જણાવી મૂછ મરડતા અને છાતી ઉંચી કાઢી જનસમાજમાં ચાલતા.

**ન**રેન્દ્રને શરૂઆતમાં તો પૈસા મેળવતાં જેટલી મુશ્કેલી ન્હોતી લાગી તેટલી પૈસાનો ઉપયોગ કરવામાં લાગતી હોય તેમ જણાયું. તેને વ્યાપારમાં કમાણી ઉપરાંત ડરબીની લોટરીમાં પહેલું ઇનામ લાગ્યું. લોકોને આ વાતની ખબર પડતાં તેના બંગલા ઉપર દરોડો પડયો. કેટલાક અનાથાશ્રમવાળા પોતાના રિપોર્ટ લઈ તેનાં પાનાં ખોલી " જરા આપ આ જુઓ. અમ્હે હિંદુસ્થાનનાં અનાથ બાળકોને બચાવીએ છીએ. આપ અમ્હારા આશ્રમના મુરબ્બી બની સારી જેવી રકમ ભરી આપના પૈસાનો સદ્ઉપયોગ કરો." હજી આ પ્રકરણ પુરૂં થાય ત્હાં વિધવાશ્રમવાળા બે ચાર ગૃહસ્થોનું ડેપ્યુટેશન આવ્યું. " આપને પ્રભુએ લક્ષ્મી આપી છે તો દેશની વિધવાઓનાં દુઃખો કાપવા આપનો સખાવતી હાથ લંબાવો. " તેટલામાં એક યુવાનોનું ટોળું આવ્યું. " અમ્હે એક ' યંગ વર્કર્સ ' નામની કલબ સ્થાપી છે તેનું પ્રમુખસ્થાન સ્વીકારી આભારી કરશો." આમ કહી કલબના ફંડની ચોપડી **ન**રેન્દ્ર સમક્ષ મુકી. હજુ આ વ્યવહાર ચાલેછે એટલામાં ચાર વ્યક્તિઓ ભગવાં પહેરી આશીર્વાદ આપતી આવી. " અમ્હે ગુજરાતી સાધુઓની એક જમાત કાઢી છે. અમ્હારી જમાત બીજા દેશના સાધુઓના અખાડાઓ સાથે સહકારમાં કામ કરવાની છે. શરૂઆતમાં ફંડની ઘણી જરૂર

છે માટે આપ કારૂન જેવા શ્રીમંત ગૃહસ્થ જરૂર કંઇ મદદ આપવા મહેરબાની કરશો."

આ સર્વને એક યા બીજી રીતે રવાના કર્યા તેટલામાં તો ચાઇના સીલ્કના ડ્રાઇકલીનીંગ કરાવેલા અક્કડ કોટમાં સોનાનાં બટન તથા જાકીટમાં ચકચકીત સોનાનાં બટન, જમણા હાથની આંગળીયે હિરાની વીંટી, ડાબા હાથની બે આંગળીયે સોનાની વીંટીઓ, સોનાનું રીસ્ટ-વોચ એ પ્રમાણે સોના તથા હિરાથી શોભવામાં મગરૂબાઇ લેતો એક ફક્કડ યુવાન ઝવેરી આવ્યો.

"શેઠ! આપના જેવા શ્રીમંત માણસે શેઠાણી માટે વાપરવા જેવા હિરા લેવા હોય તો આ માલ ઘણો સારો છે. પારીસનાં ભૂલકાંઓ આ હીરાથી મુગ્ધ બન્યાં છે. માલ વાપરવા જેવો છે." આમ કહી ચકચકીત હીરલાઓ નરેન્દ્ર સમક્ષ ધર્યા. નરેન્દ્ર આ હીરાઓના પ્રકાશ તરફ નિરખી હજુ પોતાને શેઠાણી નથી અને પોતે કુંવારો છે એમ કહેવા જાયછે તેટલામાં જાપાનીસ સાડી તથા સીલ્કનો એક વ્યાપારી, માણસ સાથે સુન્દર બોકસમાં મૂકેલ પોલકાં લઇ આવ્યો. "શેઠ! બાઇને માટે બહાર જવા આવવા માટે પોલકાં છેલ્લામાં છેલ્લી ઢબનાં અમ્હારે ત્યાંથી મળી શકશે. સાડીઓ પણ મોટરમાં બેઠાં બેઠાં રસ્તે જનાર પ્રેક્ષકનાં મન આકર્ષે તેવી બનાવવામાં આખા મુંબઇમાં અમ્હારા કારીગરો પાયોનીયર ગણાયછે. જો આપને હરકત ન હોય તો બાઇને બતાવવા ફરમાન કરશોજી." નરેન્દ્રે રોકડું પરખાવ્યું કે તે હજુ કુંવારો છે."

આ ઝવેરી ને કાપડીયો હજુ રસ્તે પડે તેટલામાં એક જીંદગીના વિમાનો દલાલ આવી ચઢયો: "શેઠ! શ્રીમંતોએ તો ખાસ

મ્હોટી રકમના વિમા ઉતરાવવા જોઇએ. અમ્હારી કંપની એ બાબતમાં બહુ સારી ને સદ્ધર ગણાયછે. જરૂર વિમો ઉતરાવો. આપ તંદુરસ્ત છો એટલે આપની હયાતીમાંજ મ્હોટી રકમ પાછી મેળવી શકશો." **નરેન્દ્ર** આ વિમાના દલાલ સ્હામે જોઇ મૂછમાં હસેછે તેટલામાં એક અંગ્રેજી ડ્રેસમાં સજ્જ થયેલો મોટરકારનો પારસી વ્યાપારી પોતાની હેટ ઉતારી શેઠ પાસે વિનયથી આવ્યો. શેઠના હાથમાં પોતાના કારખાનાનું કેટલોગ મૂકયું. કેટલાંક પ્રમાણપત્રો રજુ કર્યાં: "શેઠ! આપને માતે બહુ કમ્ફરતેબલ મોતર તો અમારાજ કારખાનેથી મલી સકસેજી. આ મોતરકાર ધનુંજ ઉમદા મસીન ધરાવેછે અને આપને દરેક રીતે સુખ સગવરના સાધનરૂપ થઈ પરસે." મોટરકારની વાતો ચાલેછે તેટલામાં એક નાટક કંપનીના માલેકે આવી પોતે પોતાને ઇન્ટ્રોડયુસ કર્યો. "અમ્હારો નવો ખેલ આવતી કાલે રાતના પડવાનો છે. અમ્હારી ઇચ્છા છે કે આપના જેવા શ્રીમાન, લાયક, આબરૂદાર, જાણીતા ગૃહસ્થને મુબારક હાથે તેનો પહેલો પડદો ઉંચકાવવાનું શુભ મુહૂર્ત કરવું." નાટકકાર તરફ **નરેન્દ્ર** પુરતું ધ્યાન આપે તેટલામાં પાંચ સાત પટેલીઆઓનું ટોળું ધસી આવ્યું. "શેઠજી! શેઠ સાહેબ! અમ્હે ગુજરાતનાં છઇએ, જાતરાએ ગ્યાંતાં ત્યાંથી ખરચી ખુટી ગઇ. આબરૂદાર છઇએ. કોની પાસે માગીએ? ભેળાં બાયડી છોકરાં છે. લગભગ પચાસ માણુસ છઇએ, આપનું નામ સાંભળી આવ્યાં છઇએ. કંઈ ખાવાનું માંગતા નથી માત્ર રેલ ફી આપશો તો બહુ ઉપકાર થશે." **નરેન્દ્ર** હવે ખરેખર કંટાળ્યો. સહુને ઘટતો જવાબ આપી વિદાય કર્યા તેટલામાં એક અપટુડેટ જુવાને આવી પોતાનું કાર્ડ શેઠના હાથમાં મૂકયું. તે એક છાપાનો રીપોર્ટર હતો. શેઠ કેવી રીતે પૈસાદાર થયા તે માટે ઇન્ટરવ્યુ લેવા માટે તે બહુ ઇંતેજાર હતો. શેઠે ઇન્ટરવ્યુ આપવો શરૂ કર્યો. શેઠ શેરબજારથી આગળ વધ્યા.

શેરબજારમાં જો થાપણ રોકીને ધંધા તરીકે બીઝનેસ કરવામાં આવે તો સારી રીતે કમાઈ શકાય ઈત્યાદિ વાક્યોથી રીપોર્ટર સાહેબ ચોંક્યા. ત્હેને પણ ઇચ્છા થઇ કે ત્યારે તો આ રાત દિવસનો ઘસડબોરો મૂકી શેરબજારમાં જાઉં તો કેવું સારૂં? હજુ ઇન્ટરવ્યુ ચાલતો હતો તેટલામાં બીજા એક ગૃહસ્થ આવી વિનયથી દૂર બેઠા. ઇન્ટરવ્યુ ખલાસ થતાં આવેલા ગૃહસ્થ તરફ નરેન્દ્રે દૃષ્ટિ કરી. "હું આપનો જ્ઞાતિબંધુ છઉં. જ્ઞાતિનું અઠવાડીક પત્ર છે તેનો હુ ઑનરરી અધિપતિ છઉં. અમ્હારા પત્રનો વાર્ષિક સચિત્ર અંક કાઢવો છે. આપ જો મહેરબાની કરી આપનો ફોટો આપશો તો ઉપકાર થશે. અંકની અર્પણપત્રિકા પણ આપનેજ આપવાની છે. અંકનો ખરચ લગભગ પંદરસો રૂપિયા થશે તે આપ આપશો તો જ્ઞાતિસેવાનું એક સારામાં સારૂં કાર્ય થશે." પોતાની સર્વ યોજનાઓ આ અધિપતિ મહાશય બતાવે તેટલામાં બીજા એક ગૃહસ્થ આવી પહોંચ્યા. આ ગૃહસ્થે આવતાંની સાથે વાત કરવી શરૂ કરી.

"અમ્હારે મુંબઇમાં એક મ્હોટી હોટેલ કાઢવી છે. લીમીટેડ કરી જનસમાજને પણ આ હોટલમાં થતી કમાણીમાં કંઈ લાભ મળે એવી અમ્હારી સદ્દઇચ્છા છે. ડાયરેકટરો લગભગ નીમાઈ ગયા છે. ડાયરેકટરની બોર્ડના પ્રમુખ તરીકે આપ આપનું નામ આપશો તો અમ્હારૂં કામ બહુ ફતેહમંદ થશે. લોકોમાં આજે નવા શેર ભરવાનો પવન વાયો છે તેથી આ શેરો ભરાઇ જવામાં કંઇ મુશ્કેલી નહિં આવે."

## (૪)

સંધ્યા સલુણી રંગબેરંગી વસ્ત્રો સજી સ્વામીને ભેટવા ઉત્સુકતાથી આવતી હોય તેવો દેખાવ પશ્ચિમમાં થઈ રહ્યો. આ વખતે

માથેરાનના રમણીય '**આર્ટીસ્ટ**' પોઇન્ટ ઉપર ત્રણ વ્યક્તિઓ કુદરતની લીલા નિહાળી આનંદમાં વાર્તાલાપ કરી રહી છે. '**આર્ટીસ્ટ**' પોઇન્ટ જોતાં જગતના એ મહાન આર્ટીસ્ટ પ્રભુની કૃતિનું આછું આછું દર્શન થાયછે. જ્યાંસુધી દૃષ્ટિ ફેંકો ત્યાંસુધી લીલાંછમ વૃક્ષોનો ગાલીચો પાથર્યો હોય તેવું દૃશ્ય કલાના ઉપાસકોના હૃદયમાં રસરેલ રેલાવેછે. અહિં પ્રભુની રસકલાના રસઘૂંટડા પીતાં પીતાં પણ તૃપ્તિ થતી નથી. માથેરાન એ ખરેખર રમણીય ને મનમોહક, વિશ્રાંતિ ને આનંદ આપનારા સ્થાનોમાંનું એક છે. તેમાં "આર્ટીસ્ટ" પોઇન્ટપર બેસી બે ઘડી પ્રભુની રસલીલા જોતાં હૃદયને કંઇ અનેરો આનંદ આવેછે. ત્યાં આવતાં રસિકાઓ ને રસિયાઓનાં ટોળાં રસઘેલાં બનેછે. કવિઓના નયનમાં કવિતા પ્રકાશેછે.

મુંબઇમાં **ન**રેન્દ્રપર જૂદી જૂદી વ્યક્તિઓના પડેલા દરોડાથી કંટાળી વિશ્રાંતિ અર્થે તે પોતાના એક મિત્ર **ન**ટવરલાલ સાથે માથેરાન આવ્યો. સાથે **ન**ટવરલાલની સાહિત્યરસિક પત્ની **પ્ર**સન્ન પણ આવી.

**ન**રેન્દ્રને શાન્તિ જોઇતી હતી, આનંદ જોઇતો હતો. શાન્તિ આપવામાં 'આર્ટીસ્ટ' પોઇન્ટ સુન્દર સ્થાન હતું. આનંદ આપવામાં **પ્ર**સન્નની નિર્દોષ વાતો મુખ્ય હતી. 'આર્ટીસ્ટ' પોઇન્ટ ઉપર એક બાંકડા ઉપર **ન**રેન્દ્ર ને **ન**ટવરલાલ બેઠા અને સ્હામેના બાંક ઉપર **પ્ર**સન્ન બેઠી.

– "તમે આમ અત્યારથી કંટાળશો તો કેમ કામ આવશે." **પ્ર**સન્ને **ન**રેન્દ્ર તરફ સહાસ્ય દૃષ્ટિ કરી.

"ખરેખર ગઇ કાલે તો મ્હને બહુ કંટાળો આવ્યો. એક ઘડીની વિશ્રાંતિજ નહિં. હાથમાં કંઇ ફરફરીયું લઇ ફંડ ભરાવવા લોકો એક પછી એક કીડીની માફક ઉભરાવા મંડયા."

"હજી વાર છે. કાલે ઉઠીને ત્હમને સરકાર તરફથી સરનો ખેતાબ મળશે ને ત્હમે સર **ન**રેન્દ્રનાથ કહેવાશો તો પછી જનસમાજ ત્હમારી પાસે કંઇ અપેક્ષા પણ રાખશે."

"અરે પૈસાવાળાને આવું જીવન ગુજારવું પડેછે એ જોઇ મ્હને બહુ લાગી આવેછે. લોકોની અપેક્ષા કંઇ ઉચ્ચ હોય તો જૂદી વાત, બાકી આવી રીતે જો પૈસાવાળાનું જીવન હોય તો આપણે એવા પૈસાદાર થવું નથી."

"થવું નથી પણ થયા એનું શું? હવે પૈસાવાળા છો એ કંઇ મટી જવાના છો?"

"અરે યાર! એ બધી ચિંતા શા માટે કરેછે? ત્હારે પૈસા ન જોતા હોય તો આપી દે મ્હને." **ન**ટવરલાલે વચમાં મસ્કરી આદરી.

"પૈસાનો મ્હારા જેવો ઉપયોગ કરતાં ત્હને આવડે તો મ્હારી બધી દોલત આપું. ધાર કે ત્હને મ્હારી દોલતનો માલિક બનાવું તો તું તેનો કેવો ઉપયોગ કરે? એકાદ નમુનો બતાવીશ?" **નરેન્દ્રે** મસ્કરી ઝીલતાં ઝીલતાં **ન**ટવરલાલ અને **પ્ર**સન્ન તરફ દૃષ્ટિ ફેંકી.

**પ્ર**સન્ન પોતાના પતિ તરફ એકી ટશે નિહાળી રહી.

"નરેન્દ્ર! જો ત્હારા જેટલી દોલત મ્હને પ્રાપ્ત થાય તો પહેલા વહેલાં હું મ્હારા માટે એક ખાસ મોટરકાર બનાવવાનો ઓરડર જર્મની મોકલાવું............"

"બસ ?!"

"અરે સાંભળ તો ખરો. એ મોટરકાર તે હાલમાં મુંબઇના રસ્તાઓમાં ખડખડ પાંચમ ખટારા જેવી તું અને હું નિરખીએ છીએ તેવી નહિં. એ મોટર તો ખાસ મ્હારી યોજના મુજબ બનવી જોઇએ. એ મોટર મ્હોટી છ માણસ બેસી શકે તેવી, પારિજાતક પુષ્પના રંગ જેવી રંગેલી, તેના મૂખ આગળ એક હંસ બેસાડવો અને તેના ઉપર વીણાધારી સરસ્વતીની મૂર્તિ બેસાડવી. યાંત્રિક ગોઠવણવડે એ મોટર ચાલે ત્યારે સરસ્વતી વીણા વગાડે અને જ્યારે એ મોટરમાં પ્રસન્ન સહિત હું ફરવા નીકળું ત્યારે વીણાના સુમધુર સૂર સાંભળવા આખો કવીન્સ રોડ લોકોથી ઉભરાઇ જાય. આ મોટોર જોતાંજ બીજે દીવસે વર્તમાનપત્રકારોને છાપાનાં કોલમ ભરવાને નવો ખોરાક મળે. કેમ કેવી યોજના?" નટવરે યોજના પૂરી કરતાં કરતાં બહુ પ્રેમથી સીગારેટ સામું નિરખી, તેને સળગાવી.

"આવા હવાઇ કિલ્લા બાંધોછો તેથીજ લક્ષ્મી દેવી રીસાઇ જાય-છે." પ્રસન્ને સ્વામી તરફ કટાક્ષ ફેંક્યું.

"અરે લક્ષ્મી રીસાઇ ગઇ તો કંઇ પરવા નથી, પ્રસન્ન ન રીસાય એટલુજ હું માગું છઉં. પણ કહે તો ખરો નરેન્દ્ર! આ મ્હારા વિચારો મ્હેં કહ્યા પણ ત્હને તો લક્ષ્મી પ્રસન્ન થઇ છે તો હવે તું શું કરવા ઇરાદો રાખેછે?" નટવરલાલે સીગાર પીતાં પીતાં તાન માર્યું.

"હા! નરેન્દ્રભાઇ! ત્હમે મ્હને ગઇ કાલેજ કહ્યું હતું કે ત્હમે કંઇક યોજનાઓ કરી છે. કહો તો ખરા સાંભળીયે. ત્હમારી યોજના ઉચ્ચ હોવી જોઇએ" પ્રસન્ન આતુર બની.

પ્રસન્ન બ્હેન! મ્હારી યોજનાઓ બહુ મ્હોટી છે. જો એ પાર પડે તો હું પૈસાદાર થયો છઉં એમાં પ્રભુનો પાડ માનીશ. ગુજરાતી સાહિત્ય ઉચ્ચ પ્રકારનું બને, ગુજરાતી સાહિત્ય તરફ અન્ય પ્રજાઓ આકર્ષાય એ જોવાની મ્હારી ઉત્કટ ઇચ્છા છે. હાલમાં ગુજરાતી નવલકથાઓ, ગુજરાતી કાવ્યો કે ગુજરાતી નાટકો એ સર્વ વિભાગમાં જ્યાં જોશો ત્યાં મુખ્ય ભાગે બંગાળી તથા અન્ય ભાષાઓનાં પુસ્તકોનું ભાષાંતરજ માલુમ પડેછે. ગુજરાતમાં ભાષાન્તરીયું સાહિત્ય વધે એ બહુ ઠીક તો નજ કહેવાય. હું એ પ્રયોગ બહુ પસંદ કરતો નથી. મ્હને તો ગુજરાતમાં પ્રભાવશાળી ઓરીજીનલ લેખકો જોઇએ છીએ. થોડું આમાંથી ચોર્યું, થોડું તેમાંથી ટપકાવ્યું એવા સાહિત્યની નૂતન ગુજરાતને અપેક્ષા નથી. મ્હેં મ્હારા વિચારો વ્યવહારૂ બનાવવા માટે એક યોજના ઘડી છે. આપણા દેશના ધનિકો અનાથાશ્રમ, વિધવાશ્રમ, અપંગાશ્રમ, બાળાશ્રમ ઇત્યાદિ આશ્રમો સ્થાપવામાં એક યા બીજી રીતે મદદ કરેછે. મ્હારી પાસે એવાં ફંડોનાં કાગળીયાં ઘણાં આવ્યાં છે પણ હું એ બધા આશ્રમોને બદલે એક બીજોજ આશ્રમ સ્થાપવા માગું છઉં. 'કવિકુંજ' નામનો આશ્રમ સ્થાપવાની મ્હારી ઇચ્છા છે. આ આશ્રમ બંધાવવા માટેની વિશાળ જમીન વાલકેશ્વરપર સમુદ્ર કિનારે આવેલી છે. બે ચાર દિવસમાં એ જમીનનો હું માલેક થઇશ. આશ્રમમાં પૂર્વની પધ્ધતિ પ્રમાણે કુંજમંડપો તથા એક એક છૂટી છૂટી મઢુલી બનાવવામાં આવશે. ગુજરાતના કવિઓ અને સાક્ષરો કુટુંબસહિત આ આશ્રમમાં રહી શકશે. આ આશ્રમમાં

રહેનાર દરેક કવિ અને લેખકને એકલો હોય અથવા કુટુંબસહિત રહેતો હોય તે સર્વેને દરેક પ્રકારનો ખર્ચ આશ્રમ તરફથી પૂરવામાં આવશે. સાહિત્યને લગતાં દરેક ભાષાનાં પુસ્તકોની એક ખાસ લાયબ્રેરી રાખવામાં આવશે. દરેક ભાષાનાં ઘણાંખરાં વર્તમાનપત્રો અને ચોપાનીયાંઓ આ લાયબ્રેરીમાં આવશે. ટુંકમાં સરસ્વતી દેવીના ઉપાસકને જોઇતાં દરેક સાધનો આ આશ્રમ પુરાં પાડશે. મ્હારો આ વિચાર અમલમાં મૂકવાના મ્હને બહુ અભિલાષ છે, કારણ કે મ્હેં એવા ઘણા ગુજરાતી ભાષાના ઉપાસકોને જોયા છે કે જે બિચારાઓ પેટના પોષણ અર્થે કરવામાં આવતા પ્રયાસમાંથી ભાગ્યેજ વખત મેળવી, પોતાનામાં રહેલી શક્તિ જનસમાજ સમક્ષ મૂકી શકે છે એવાં મ્હેં ઘણાં છૂપાં રત્નો જોયાં છે કે જેઓને આવા મોંઘવારીના સમયમાં પચ્ચીસ કે ત્રીસ રૂપિયાના પગારમાં પાંચ સાત માણસના કુટુંબને નિભાવવાની ચિંતામાં રાત દિવસ રહેવું પડેછે. ભોજરાજની પુણ્યભૂમિમાં શ્રીમાનો ઘણા છે પણ એકેયે ભોજ નથી એજ આપણા સાહિત્યની આધુનિક સ્થિતિનું કારણ છે. અંગ્રેજી સાહિત્ય, બંગાળી સાહિત્ય અને બીજા જે જે દેશોના સાહિત્યના ભંડાર સમૃદ્ધિવાન થયા છે અને થતા જાયછે તેનું મુખ્ય કારણ ત્યાંના શ્રીમાનો સાહિત્યકારોને યોગ્ય મદદ આપેછે. યોગ્ય ટેકો આપેછે એટલે ત્યાંની પ્રજા સાહિત્યથીજ પોતાનો ઉદ્ધાર માનેછે. ગુજરાતની પ્રજામાં આ ભાવના પ્રકટાવવી જોઇએ કે આપણા પ્રજાકીય ઉદ્ધારની મુખ્ય ચાવી આપણા સાહિત્યની ખીલવણીમાંજ રહી છે. મ્હારા ' કવિકુંજ ' આશ્રમમાં રહેનારને પૈસા સંબંધી કોઇપણ પ્રકારે અડચણ આવશે નહિં. હું ગુજરાતને બતાવીશ કે લક્ષ્મી ને સરસ્વતી બન્ને સાથે રહી શકેછે." નરેન્દ્રે કંઇ જુસ્સામાં ને જુસ્સામાં પોતાના વિચારો જાહેર કર્યા.

ત્હેણે આગળ ચલાવ્યું.

"પ્રસન્ન બ્હેન! આ ઉપરાંત મ્હારી એક બીજી પણ યોજના છે. ઓવલના મેદાન પાસે જો એકાદ વિશાળ જગ્યાનો ટુકડો મ્હને મળી શકે તો ત્યાં જગ્યા ખરીદી હું એક 'ગીતામન્દિર' બંધાવવાનો છઉં મ્હારી અઢળક દોલતનો સદુપયોગ કરવામાં આ યોજના મ્હને બહુ ઉપયોગી લાગેછે. આ "ગીતામન્દિર" શ્વેત સંગેમરમરનું બંધાવવામાં આવશે. ત્યાં પૂજનીય નરહરિ શાસ્ત્રી જેવા દેશના મહાન ગીતા ઉપદેશકો તરફથી દરરોજ ગીતાનું વાંચન થશે. ગીતામન્દિરની બાંધણી શ્વેત તેમજ મન્દિરની અન્દર પણ શ્વેત કુસુમોનીજ વેલડીઓ રોપવામાં આવશે. ત્યાં સાંભળવા આવનારાઓએ કેટલીક શરતો પાળવી પડશે. તેઓએ સ્વદેશી શ્વેત ધોતીઉં, શ્વેત પેરણ ને હાથે સીવેલી શ્વેત ટોપી પહેરવીજ પડશે. સ્ત્રીઓએ પણ સ્વદેશી શ્વેત સાડી ઇત્યાદિ વસ્ત્રો પહેરવાં પડશે. આ શ્વેત વસ્ત્રો ત્યાં આવનારે નિત્ય પોતાને હાથે ધોવાં. એક દિવસનાં પણ મેલાં કપડાં પહેરનારને ત્યાં આવવા દેવામાં આવશે નહિં. ત્યાં આવનારને મ્હારા તરફથી મ્હારા ખર્ચે આ કપડાં પૂરાં પાડવામાં આવશે. એટલુંજ નહિં પણ ત્યાં સાંભળવા આવનારને નિત્ય એકએક રૂપિયો મ્હારા તરફથી આપવામાં આવશે. જેને લેવાની ઇચ્છા નહોય ત્હેમને નામે ગરીબ કુટુંબોને છૂપી રીતે મદદ કરવાના ફંડમાં એ રૂપિયો એ માણસના નામથી જમે થશે. હું માનું છઉં કે આ ગીતામન્દિરથી સ્વદેશી ભાવના સાથે સત્યનાં ઉચ્ચ સૂત્રો લોકો સ્હમજી શકશે. મ્હારા જીવનની એક નેમ છે કે ભારતવર્ષનાં સ્ત્રી, પુરૂષો ને બાલકો ગીતાનો આત્મા સ્હમજી જીવન ગુજારે. કોઈ ગીતાનું રહસ્ય લખે અને કોઇ

ગીતાનું રહસ્ય વાંચે ને સ્હમજે એટલુંજ બસ નથી, પણ જનસમાજ ગીતાજીવન ગુજારતો થાય તોજ દેશનું કલ્યાણ છે. ગીતા સ્હમજી "शठं प्रति शाठ्यम्" નહિં પણ "शठं प्राति सत्यम्" ની ભાવના વ્યવહારમાં મૂકે એ એ ગીતામન્દિરનો મુખ્ય ઉદ્દેશ છે." નરેન્દ્રે આ છેલ્લું વાકય પૂરૂં કરતાં કરતાં ગુજરાતની રાજધાનીની દિશા તરફ દષ્ટિ ફેંકી.

"અરે વાહ વાહ ! ત્હમારી યોજનાઓ તો બહુ ઉચ્ચ પ્રકારની છે." ખુશી થતી પ્રસન્ન બોલી ઉઠી.

"સાંભળો પ્રસન્ન બ્હેન ! આથી પણ હજી એક યોજના મ્હોટી છે. થોડા વખતમાં હું ઇંગ્લંડ જવાનો છઉં ત્યાં જઇ, હિંદને આશા, ઐકય ને કેળવણીનો મહામંત્ર આપનાર આપણા નામદાર સમ્રાટ જ્યોર્જ પંચમ પાસે એક અરજ ગુજારવાનો છઉં. ત્હેમના ચરણમાં મ્હારી અઢળક દોલત મૂકી ખાસ વિનંતિ કરવાનો છઉં કે આ દોલત મ્હારી માતૃભૂમિને માટે છે માટે એનો ઉપયોગ પણ એને માટેજ થવો જોઇએ. મ્હારી ઇચ્છા છે કે ભારતને માટે દરીયાઇ કાફલો........" આ વાકય નરેન્દ્ર પૂરૂં કરે એટલામાં તો તેના દલાલે આવી ત્હેને જગાડયો. નરેન્દ્રનું સુન્દર સ્વપ્નું અધુરૂં રહ્યું.

"ત્હમે શું ઉંઘોછો ? "કોહીનુરનો" ભાવ ફાટી ગયો. હમને બહુ મ્હોટો ફાયદો થશે." દલાલે પરસેવો લૂછતાં લૂછતાં નરેન્દ્રની સ્હામે જોયું.

**નરેન્દ્રની આંખ ઉઘડતાં સ્હામે કારનેગીની છબી પર પહેલી** દૃષ્ટિ પડી. તે હજુ પોતાના સ્વપ્નમાં તલ્લીન દેખાતો હતો.

"અરે શું મ્હારા સાહેબ! શેરબજારમાં ઉંઘવા આવોછો? લ્યો લ્યો આ કોરી તમારે માટે આવી. શું કંઈ 'ડીફ્રંડ' વધવાનું સ્વપ્નું લાગ્યું કે?" ઇંગ્લીશ ડ્રેસમાં સજ્જ થયેલા બીજા એક ઘરાકે **નરેન્દ્રની** મશ્કરી કરી.

*     *     *     *

સ્હાંજે **નરેન્દ્ર "અંબીકા** લોજમાં" ઝટ જમી લઈ, **જુની હનુમાન** ગલી તરફ ચાલ્યો. એક ચાલીમાં યંત્રવત્ ઉપર ચઢયો. આ ચાલીમાં દાદરે ચઢતાં સંડાસ વચમાંજ આવેલાં હોવાથી **નરેન્દ્ર** રોજ નાકને રૂમાલથી દાબી ઉપર ચઢતો. આજે વિચારમાં ને વિચારમાં ત્હેને સંડાસની વાસ બીલકુલ આવી નહિં.

બીજે માળે આવી ત્હેણે એક ઓરડીની સાંકળ ખખડાવવા હાથ ઉંચો કર્યો એટલામાં અંદરથી સિતારના સૂર સંભળાયા. **નરેન્દ્ર** ગુપચુપ ઉભો રહ્યો. સિતારી વગાડતી વગાડતી **પ્રસન્ન** ગાતી હતી. તે એક પ્રાચીન કવિનું કાવ્ય હતું.

*     *     *     *

સ્વપ્નામાં અમૃત ભોજન પામ્યો,
અતિ કીધો ઘણો આહાર,
જાગી રે જોઉં ત્યાં ક્ષુધા રે વ્યાપી,
સ્વપ્નું છે આળ પંપાળ.
સ્વપ્નામાં મહાસુખ પામ્યો.

સ્વપ્નામાં સેજ પલંગ પર સુતો,
પામ્યો રૂપવંતી નાર,

જ્યારે જાગું ત્યાં જંગલનો વાસી,
સ્વપ્નું છે આળ પંપાળ.
સ્વપ્નામાં મહાસુખ પામ્યો.

*　　*　　*　　*

સ્વપ્નાં સરીખો સંસાર,
સ્વપ્નામાં મહાસુખ પામ્યો,
જાગી જોઉં ત્યાં જંજાળ......

હવે **ન**રેન્દ્રથી ઉભા રહેવાયું નહિં. ત્હેણે સાંકળ ઠોકી. સિતારી બંધ પડી. બારણું ઉઘડયું.

" આવો આવો **ન**રેન્દ્રભાઇ! ઠીક આવ્યા. ત્હમારા ભાઇ ત્હમને યાદ કરતા હતા. પ્રસન્ને બારણું ખોલતાં ખોલતાં મીઠો આવકાર આપ્યો.

" ત્હમે હમણાં ગાતાં હતાં તે ફરીથી ગાશો ? "

" શું ત્હમે સાંભળ્યું ! ?"

" હા. ત્હમે ગાયું તેવોજ આજે એક પ્રસંગ બન્યો છે. ત્હમે ગાઓ પછી હું કહું."

"નહિં પહેલાં કહો." આમ કહી **પ્રસન્ને** સિતારને ટેબલપર મૂકી.

**નરેન્દ્રે** શેરબજારનું સ્વપ્નું **પ્રસન્ન** અને **નટવર** સમક્ષ કહી બતાવ્યું.

"હું પ્રભુને પ્રાર્થના કરૂં છઉં કે ત્હમારૂં આ અભિલાષપૂર્ણ સ્વપ્ન સાચું પડે." **પ્રસન્ને** પ્રસન્નચિત્તે આશીર્વાદ આપ્યો ને સિતારીને ફરીથી છેડી. ઓરડી કોકીલ કંઠથી ગાજી રહી.

*  *  *  *

"સ્વપ્નાં સરીખો સંસાર,
સ્વપ્નામાં મહાસુખ પામ્યો."



# ફરજનું કરજ.



## પ્રકરણ ૩ જું.

બપોરનો સૂર્ય ગોપીપરાના રસ્તાને તપાવતો હતો. કોઇને ઘેર આગલી રાતે લગ્નનો વરો હતો તેના પતરાવળાં હજુ ઉઠવી લેવાનો સુરતની મ્યુનિસિપાલિટિને વખત મળ્યો નહોતો. ખુલ્લા રસ્તામાં જાજરૂઓની પાસે લંગાર લગાવી શ્રીખંડપૂરી, ઢોકળાં અને વાલની દાળ ચપાટવા બેસવામાં નાગરિકોને કાંઇ આંચકો લાગે નહિ તો સુધરાઇ ખાતું જમણવારનાં પતરાવળાં આમ તેમ પવનમાં ઉડે કે પડી રહે તેની દરકાર ન કરે એમાં વિસ્મય પામવાનું કારણ નહતું. વળી સુરતમાં અસલ નવાબી હતી. ભલેને સહસ્ત્રમુખી કાળ રાજ્યો ખાઇ જાય, પરંતુ જુના સંસ્કારો, રીતરિવાજો તો ચિરસ્થાયીજ રાખવાં એમાં એક જાતનું દેશાભિમાન નથી સમાએલું. હજુ બાર વાગ્યાને એ કયાં ઘણો વખત વીતીગયો હતો, દિવસ કયાં પુરો થયો હતો!

આવો રસ્તો કાપીને બે જણ જતાં હતાં. ત્હેમની પાછળ કેટલેક દૂર નોકર ચાલતો હતો. મુંબાઇની શેઠાણીઓ જેટલી છૂટ નોકરોને આપેછે તેનાથી અર્ધી પણ મકનને મળી નહતી તેથી તે વિનયપૂર્વક પાછળ દૂર રહી ચાલતો હતો.

બેઉ સ્ત્રીઓ હતી. એકની ઉમર આશરે ૪૫ વર્ષની હશે.

બીજીની પંદરેક વર્ષની હશે. ન્હાનીએ પગમાં સાદા બૂટ પહેર્યા હતા તે સિવાય માદીકરી વચ્ચે પહેરવેશમાં બહુ ફરક નહોતો.

" કેમ રમા બ્હેન! ક્યાં ચાલ્યાં ?" એ માળના એક ઘરની પહેલા માળની બારીએથી અવાજ આવ્યો.

" આ કાન્તિના સસરાને જોવા જાઉંછું. કાલે જવાયું નહિ. મોડું થઇ ગયું તે આજ સવેળા નીકળી.

આવોની. મારે પણ જવુછે; આપણે સાથે જઇએ.

હું ઉભી છું. ક્યાં દાદર ચઢું.

નાના આવો. પાન તો ખાઓ. કમળાએ આગ્રહ કર્યો.

જયા બ્હેન કાન્તાને તેડી ઉપર ગયાં. આગલા ઓરડામાં હીંચકો હતો તેના પર બેઠાં.

જુઓની મેં તમને ખાસ ઉપર બોલાવ્યાં. બારીએથી શું કહુ એને તો ગાંઠ નીકળી છે. જાણોછો કે જે.

હા. પણ તેમાં શું ? વેવાઇનો સંબંધ તે કાંઇ ગયા વિના ચાલે.

" નહિજ તો; પણ આને શું કામ તેડી જાઓ છો ?" રસ્તાપર પડતી બારી આગળ ઉભા રહી લુગડું બદલતાં કમળાએ કહ્યું. " આપણે જઈ આવીએ. કાન્તા અહિં બેસશે, મારી રાધા આવી છે."

" ના, બા. હું તો તારી સાથે આવીશ. એમ કાંઇ ચાલે ?" જયા બ્હેન ગુંચવાઈ શું કરવું તે સુઝયું નહિ. નાહકની છોકરીને શું કામ ખરાબ હવામાં લઈ જવી ? જોખમ તો ખરૂં.

" કાન્તા! ત્યારે તું અહિ બેસ. હું અને કમળા બ્હેન જઇ આવીએ."

કાન્તાને નિર્ણય રૂચ્યો નહિ, પરંતુ બાળપણથી આજ્ઞાપાલનની ટેવ હતી એટલે વિવાદનો વિચારજ ન થયો.

કમળા સાધારણ શોકના વસ્ત્રોમાં સજ્જ થઈ જયા બ્હેન સાથે નીકલી. ત્રણ માસ ઉપર ત્હેની પુત્રવધૂ પ્રસૂતિમાં અકાળ મૃત્યુવશ થઈ હતી. ત્હેના શોકનો ઘા હતો તેના કરતાં વધારે ઉંડો છે એવું બતાવી જીવતાં ત્હેના તરફ જે અમાનુષિ વર્તણુક ચલાવેલી તે ધોઇ નાખવા પ્રયત્ન કરતી. રસ્તામાં જયા બ્હેન સાથે પણ તેણે વહુની વાત કાઢી, ગળ ગળી થઈ, ચાર આંસુઓ પાડયાં, અને કેવી વહુઘેલી સાસુ છે એવું બતાવવાનો પ્રયત્ન કર્યો.

'સારૂં થઈ જાય એટલે પત્યું.' વાત ફેરવતાં થોડી વારે કમળાએ કહ્યું.

"હાસ્તો બા. પુણી જેવાં છોકરાંઓ છે." જયા બ્હેને પૂર્તિ કરી.

"નહિ તો બહુ અવળી દશા. એમની પાસે કંઈ બહુ નીકળશે નહિ. આટલો પરિવાર, ટુકા પગારમાં શું બચે. બીચારી કૂમળી કાન્તા રહેંસાઇ જાય."

હમણાં હમણાં કમળાને કાન્તા તરફ સદ્દભાવ બહુ વધ્યો હતો.

વાત કરતાં કરતાં ચંદ્રશંકરનું ઘર આવી પહોંચ્યું.

ચંદ્રશંકર નિદ્રામાં હતા. ચંદન બ્હેન વેવાણને લઇને પાસેના ઓરડામાં બેઠાં.

અહિં પણ કમળાની જીભ ઠેકાણે રહી નહિ. મ્હોટે મ્હોટે ઘાંટે વાતો કરવા માંડી. કામની વાતો તો શી હોય, પણ પારકાના સંસારની ચર્ચા.

એકવાર તો સુરેન્દ્રને સૂચના કરવી પડી કે બાપજી જાગી ઉઠશે. કમળાને આ સૂચના રૂચી નહિ, સુરેન્દ્ર ઉધ્ધત લાગ્યો.

"રાધા! જરા આમ આવ તો." દાદરે ઉતરતાં ઉતરતાં બે પગથીમાં ફરી ચઢી કમળાએ બૂમ પાડી હતી.

'કેમ શું છે બા'?

જો કાન્તાને એકલી મુકી કાંઈ જતી ના હોં! ને આમ જો. રાધા પાસે આવી, નીચી વળી અને કાન ધર્યો.

'નરેન્દ્રને બતાવજે હો. આવો લાગ ફરી નહિ આવે' મંત્ર મૂકાયો.

"મ્હને કહેવું નહિ પડે."

દીકરી માની નિશાળે ભણેલી હતી. એને કહેવું પડે એમ તો હતુંજ નહિ.

"કાન્તા બેસની; કેમ ઉભી થઇ રહી છે!"

'ના. અમથીજ,'

'કે બાજી ભંગ થઈ ગઇ કે શું કાંઇ.'

'બાજી કેવી?'

સુરેન્દ્ર આવ્યો છે મુંબાઇથી. છાના માનાં કાંઈ વાત કરવાનો વિચાર કરીને નીકળી હોય તો બાજી ભંગ થએલીજ કહેવાય કેની!

કાન્તાએ રાધાના તરફ એક તિરસ્કારભરી દૃષ્ટિ ફેંકી. આવી મશ્કરી તેને રૂચતી નહિ. અને વળી રાધાને અને એને કાંઇ એવી મૈત્રી નહતી. ઉત્તરમાં એ દૃષ્ટિ શિવાય કશું નહિ! પણ બારીએથી ખસી હીંચકે બેઠી; અને ધીમે ધીમે હિંચકો હલાવવા લાગી.

એટલામાં એક છોકરો હાથમાં વાડકો લઇને કાંઇ ચાવતો ચાવતો આવ્યો, અને ઉમરાપર ઉભો રહ્યો.

(અપૂર્ણ.)

---

આ પુસ્તક મી૦ **હરજીવન કાલિદાસ મહેતાએ** નં૦ ૪-૬,
મેરીન ક્રોસ લેન, બેંક સ્ટ્રીટ, કોટ, મુંબઈમાં છાપ્યું અને
મી૦ **મોતીલાલ શામળદાસ શર્માએ** ૧૦,
સેન્ટહર્સ્ટ રોડ, મુંબઈમાં પ્રસિધ્ધ કર્યું છે.

# સરળ વાર્તા મુક્તાવલિ.

## પ્રથમ વર્ષનાં પ્રકટ થનારાં પુષ્પો.

પુષ્પ ૪ થું: "અખંડ યુગલ"
લેખક:-શ. હીરાલાલ હ. ગણાત્રા, બી. એ.

પુષ્પ ૫ મું: "કુમુદ"
લેખક:-શ. કુમુદકાન્ત એમ. મહેતા, બી. એ. એલ. એલ. બી.

પુષ્પ ૬ ઠું: વઝિરીનું વેર.
લેખક:-શ. રમણિક. અ. મહેતા.

પુષ્પ ૭ મું: ધૂમકેતુ.
લેખક:-શ. કેશવલાલ દેવશમ દવે.

પુષ્પ ૮ મું: સબુરીનો સાકર
યાને
મહોબતની મીઠાશ.
લેખક:-શ. 'મસ્ત ફકીર'

પુષ્પ ૯ મું: મોટર હોંસ પુરી થઈ ?
લેખક:-શ. રત્નસિંહ દિપસિંહ પરમાર

પુષ્પ ૧૦ મું: કોઈ કહેશો ?
એ પુન્ય કે પાપ ?
લેખક:-શ. સુશિલ

પુષ્પ ૧૧ મું: ભાવિ પ્રાબલ્ય.
લેખક:-શ. રસિક બાલકૃષ્ણ પરીખ બી. એ.

પુષ્પ ૧૨ મું: પુનર્જન્મ.
અથવા
સત્યેન્દ્ર-સરલા.
લેખક:-શ. હરજીવન કાલિદાસ મહેતા.

THE BOMBAY ART PRINTING WORKS